**GOHAR & E. Billimoria in "Soldier's Sweetheart"**

**મીસ ગોહર અને ઇ. બીલીમોરીયા "સીપાહીની સજની"માં**

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું  અંક ૮ મો  તા. ૧૧-૧-૩૬  કીંમત ૧ આનો

# સ્ટુડીઓના દરવાજેથી

**રણજીત અને પ્રજામત.**

સીનેમા જગતને લોકોના શોખ સાથે કદમ રાખવા પડે છે. ફુલોના ગજરા પ્રજાને ગમતા હોય તો એ રંગત રૂપેરી પડદા પર મુકવી પડે છે અને પ્રજા એમ કહે છે કે અમને હવે સુંવાળી ભાવનાઓ નથી જોઇતી પણ જોમ જોઇએ છે, તો એ તરફ શઢ ચડાવવાની ફીલ્મ સ્ટુડીઓને ફરજ પડે છે. આ હકીકત રણજીતની નજર સામેજ રહે છે. અનેક ફેનના પત્રોનો અભ્યાસ કરી રણજીતનું એ ખાતું નવી નોખી ફીલ્મો માટે પોતાનો અભિપ્રાય રજુ કરે છે, અને

એટલેજ રણજીતની કૃતિઓ પ્રજાની જીભ પર રહે છે.

**"સજની" માટે—**

આજકાલ રણજીત સ્ટુડીઓની દિવાલ પાછળ જબ્બર સેટીંગ્સ ઉભા થઇ રહ્યાં છે. અને એ સેટીંગ્સની વચ્ચે "સિપાહીની સજની" ચળકી રહી છે. શ્રી. ચંદુલાલ શાહે આ ફીલ્મને ટુંક સમયમાં પુરી કરવાનો નિરધાર કર્યો છે. "સિપાહીની સજની"માં વસ્તુની જે છોળ ઉડે છે એ નવી છે એટલુંજ નહિ પરંતુ ગોહરની આંગળીએ ચડી વસ્તુ એનો માર્ગ શોધે છે, એ માર્ગમાં નવાજ પ્રસંગો જડેલાં દેખાય છે. ઇ. બીલીમોરીયા પણ આ સફરમાં શામેલ છે.

**એ રૂપ કયારે?**

ત્યારે "રાજરમણી" પોતાનું રૂપ વેસ્ટ એન્ડના પરદા પર રોપવા તૈયાર છે. જયન્ત દેસાઇના આ પ્રોડક્શનમાં મધુરી અને

ઇ. બીલીમોરીઆ સામસામાં મળે છે. પણ રાજરમણીની નજર જયાં સિંહાસન પર જાય છે ત્યાં એને એ જગ્યા ખાલી દેખાય છે. ત્યાંથી એના કાન પર એ અવાજ સંભળાય છે કે એના બાપનું ખૂન થયું છે, અને નારી જાત વીફરે છે, પછી? પછી તો હાજર છે જયન્ત દેસાઇનું હસમુખું ડીરેકશન. એટલે તમે સમજી શકશો કે શી મજા હશે!—

### બંકુ બોલપટ.

"બાંકા સિપાહી" તો બંકો બનીને સ્ટુડીઓમાં સજાવટ કરી રહ્યો છે. રોઝા હાટે કેમેરાની લેન્સ સામે ઉભેલાં નજરે ચડે છે. એમની બાજુમાં રાજા સેન્ડો છે. આ ફીલ્મનું કામકાજ જોરશોરમાં ચાલી રહ્યું છે અને ડીરેકટર મધોક એની કુચ સમાલી રહ્યા છે.

### દીલને ચોરવા.

અને પેલો "ચાલાક ચોર !" કયાં ચાલ્યો ? એ તો કયારનો એજ વાત કહે છે કે એ પ્રેક્ષકોનાં દીલની ચોરી કરવા તૈયારજ બેઠો છે. રાજા સેન્ડો ડીરેક્ટર તરીકે અને હીરો તરીકે પણ આજ હકીકત જાહેર કરે છે. વીર પદ્મા આંહી હીરોઇનની ભુમિકા ભજવે છે.

### તલવારો ન જોઇએ.

ત્યારે જયન્ત દેસાઇએ નવા પીકચર માટે "તલવારો", "રીવોલ્વરો", વગેરેનો ઓરડર આપ્યો નથી. ના નહીંજ. એમનું નવું બોલપટ સામાજીક છે એટલે એ

સંસારી સામાનનોજ આશ્રય લેવાના છે. મધુરી આમ સમાજના પ્રશ્નો પર ઝબાન ફેંકશે. એ શબ્દફુલો મોકલી આપ્યાં છે શ્રી. દોશીએ—

### "કીમતી આંસુ"ના પ્રદેશમાં—

વેસ્ટ એન્ડ પર એની એ રોશની ચમકે છે. એટલુંજ ઓડીયન્સ ઉછળી રહ્યું છે. "કીમતી આંસુ" પાંચમા અઠવાડીઆમાં પ્રવેશ કરે છે છતાં એને જોવા આવવા માટેનો વર્ગ ટીકીટબારી પર ઉભોજ રહે છે. કુમારી ગોહર જયારે વાત કરવા લાગે, શ્રી. ચંદુલાલ શાહનું ડીરેકશન અને કલમ એ સમાજચિત્ર પર રંગો ચડાવે ત્યારે રસમય કૃતિ ઝબકી જાયજ એ વાતની કયાં સહુને જાણ નથી ?

# શહેરની રોશનીમાં
## રણજીતનું નામ ચળકે છે.

### ઝડપી દ્રષ્ટીએઃ-

મુંબઇ

| | |
|---|---|
| એલફીન્સ્ટન ... ... ... | ... બે બદમાશ |
| રોયલ ... ... ... | ... બેરીસ્ટરની બૈરી |
| વિનસ ... ... ... | ... દેશ દાસી<br>(ત્યાર પછી)<br>ભોલા શિકાર |
| વેસ્ટ એન્ડઃ—... ... ... | ... કીમતી આંસુ<br>(૫ મું અઠવાડીયું) |
| અમદાવાદ ... ... ... | ... નૂરે વતન<br>(૩ જું વીક) |
| એડન ... ... ... | ... દેશ દાસી |
| પુના ... ... ... | ... તુફાન મેઇલ<br>(સેકંડ રન)<br>(ત્રીજું વીક) |
| બેલગામ ... ... ... | ... નાદીરા |
| રાજકોટ ... ... ... | ... કોલેજ ગર્લ |
| ભાવનગર ... ... ... | ... નૂરે વતન |
| દીલ્હી ... ... ... | ... કીંમતી આંસુ<br>(બીજું અઠવાડીયું) |
| ,, વેસ્ટ એન્ડ ... ... | ... સીતમગર<br>(થર્ડ રન) રજું અઠવાડીયું |
| ,, પીકચર હાઉસ ... ... | ... રાતની રાણી<br>(સેકંડ રન) |
| ,, રીગલ મેટીનીઝ ... ... | ... કોલેજ કન્યા |

## At the Threshold:

"Go, went, gone"—that is what we can say about the year 1935. Entry and exit are movements that define the routine of life. Thus 1935 was ushered in Ranjit fold and it was very kind to Ranjit. Ranjit offered an array of quality pictures and the Dame Box-office smiled with its reports. Ranjit pictures hold the public and the public hold Ranjit pictures. Now we are all standing at the threshold of 1936 and let us peep into the working of Ranjit Studio.

## The New Image:

Mr. Chandulal Shah is shaping the last image of his new story, "Soldier's Sweetheart" as he has nearly completed this picture. "Soldier's Sweetheart" contains many heart-throbs, backed by romance and moonlit memories. Gohar moves fast amidst new background. She even challenges her own man when it comes to a fight. She puts up a novel dish of acting and E. Billimoria is also in the arena of the story, and please note that Ranjit Comedians are there to drive away the gloom around you.

I thank all my friends and fans for the X'mas and New Year Greetings and Wishes that they have so kindly sent me.

I thank them all once more through these columns as it impossible for me to reply to these letters individually, as I am working in two pictures simultaneously.

E. BILLIMORIA.

## And a Fade out:

And 'Raj Ramni' is ready to occupy the throne which will be erected on the West End Screen. Look out! She is going to take a first seat in your bosom. Jayant Desai sends this picture with pep and zep. Miss Madhuri punishes her enemies, not softly. She is a woman but what a woman! She bumps off the murderer of her father alright—Ishwar is the victim. E. Billimoria plays the hero with his nonchalant style. He carries Raj Ramni in his arms at the end of the picture but then there is a fade out.

## Me and My Shadow:

"Black Bandit" is waiting for an opportunity to show his mettle to the public. He has to face an enemy who is backed by a barber—but you never can tell—a barber flirting with the interest of the state. In the long run he actually comes forward to shave the neck of the state, thanks to Raja Sandow, who upsets his plans. Raja Sandow is the Director and he directs his own self as he is the hero. Padmadevi is the sparkling heroine.

## Against the Camera:

And look! Rosa Hate is seen with Raja Sandow. Yes, they are facing the camera. They are there as the principal characters for "Banka Sepoy" —a temporary title given to Mr. Madhok's picture. The shooting of this picture is going on at a rapid speed.

## On Social Swing:

While Mr. Jayant Desai is ready with his script. This time he has not ordered out "swords", "helmets", "horses". No, he is not behind a thriller. It is not even a romance. He is at the doors of a social conception from the brains of Mr. Chaturbhuj Doshi. Thus Madhuri will be on a Social Swing.

## Long Live the "Mail":

And then "The Return of Toofan Mail". They say when a King dies. "The King is dead, Long Live the King". The first "Toofan Mail" though not dead is dead from the set at least and that is why let's all say. "Toofan Mail is dead—Long Live Toofan Mail"—This Mail is coming like a shot and is promising a lot of entertainment. It is heard that E. Billimoria has insured his life heavily, as he is doing stunts at the cost of his life. His horse riding will be stunning.

So Ranjit whispers something in the ears of 1936—and the year's face is brightened up.

## "Kimti Ansu" Draws:

And "Kimti Ansu" is drawing crowds at the West End Talkies. It is entering into fifth week amidst great enthusiasm. Miss Gohar's performance is vital and apt. The story deals with everyday social problems. That is why people see it again and again.

# વરલી પર ચમત્કાર

કુમારી ગોહર "કીમતી આંસુ"માં.

**સાંજના** રંગો વરલીનાં પાણી સાથે લપેટાઇ જતા હતાં. બીજાં હૃદયો પણ એજ રીતે આંહી એકમેક થવા તલસી રહેતાં. મુંબઇની આ સૌંદર્યભુમિ પર સાંજ વખતે નવાજ પ્રકારના ચમકાર જાગતા. કેટલાક લોકો આંહી લટાર મારી ચાલી જતા. કેટલાક મોટરમાં બેસી મિજાજના ગોટાઓ ગુંથતા. જેઓના નસીબમાં માત્ર રઝળવાનું જ હતું તેઓ પણ આંહી ફરતા. પણ એ ફરવામાં કશી લીજ્જત તેઓને નહોતી. તેઓ માત્ર પરાયી સમૃધ્ધિ જોવા જ સરજાયા હોય એવું તેઓને લાગ્યા કરતું; બાગમાં કેટલાંક યુગલો પણ જામ્યાં હતાં.

દીવસ પુરો થતો હતો. હળવે પગે અંધારૂં ઉતરી રહ્યું હતું. નાળીયેર વેચનારા અને એવા બીજા લોકો ગણત્રી કરતા હતા કે આજનો વકરો કાંઇ ખાસ સારો થયો નહીં. હજુ થોડા માણસો ત્યાં રહ્યા હતા ત્યાં સુધી તેઓ અમર આશાનો આશ્રય લઇ રહ્યા હતા. તેવામાં જ બધાના કાન પર એક સુર આવ્યો–પહેલાં સુર આવ્યો, પછી રૂદનની તાન સંભળાણી. નકકી કોઇ નિરાશા ગાઇ રહ્યું હતું. કોઇ અશ્રુની આરતી ઉતારી રહ્યું હતું. વરલીની એ ચાલી જતી સંધ્યાના રંગોમાં એ અશ્રુગીત પરોવાતું હતું. ગળામાં અજબ હલક હતી. આત્માના ધક્કાથી બ્હાર આવેલો સૂર ચારે બાજુ છવાઇ જતો હતો.

**"દાનમેં દાની સબ કુછ દેતા હૈ**
**પર મૈં માગતી ભીખ નિરાલી."**

અરે આવી ભીખ કોણ માગતું હતું અને એ પણ કોની પાસે? જેઓ માત્ર સંધ્યાનો વિલાસ જોવા આવ્યા હતા એની

પાસે ? જેઓની આંખને ખુણે આંસુ રહ્યું નહોતું તેઓની સામે ?......

ખરેખર એ સ્ત્રી કોઇ દીવાની જ હોવી જોઇએ. એનું ગીત અટકતું જ નહોતું. અને ગાતી ગાતી એ સ્ત્રી ટોળાં પાસેથી પણ પસાર થઇ. પાલવ પાથરી એ ગાવા લાગી.

"એક આંસુ ડાલ દે
બસ મેરે દામનમેં ચિરાગ"—

આ વાત પર કેટલાક હસવા લાગ્યા. આવી તે ભીખ જગતમાં સાંભળી છે ?... પણ જેઓએ એ સ્ત્રીની આંખ સામે જોયું તેઓને ખાત્રી થઇ ગઇ કે એ આંખો પાછળ ઘણી વાતો છુપાએલી હતી. વરલીની એ જમાત એ સ્ત્રી પર હસી એટલે એ આગળને આગળ ચાલતી થઇ અને પછીથી વરલીમાંથી એક જણ ઘેર ગયો ત્યાં એણે પોતાની પત્નિની આંખમાંથી આંસુ સરતાં નીરખ્યાં. શા માટે એ રોતી હતી ? કાંઇક નજીવું કારણ બન્યું હશે, બૈરાંને કયાં આંસુ લેવા જવાં પડે છે એ વાત એના ધ્યાનમાં આવી ત્યાં જ એને વરલી પરની સ્ત્રીની મૂર્તિ દેખાણી—અને એ ખરેખર આંસુ લેવા ચાલી હતી. આ પતિની આંખ ઉઘડી. વહુને ગોદમાં લઇ એણે પુછ્યું:

"કેમ કોણે રંજાડી ?"

વહુ કાંઇ જ બોલી ન શકી. નાહક ઘરનાં મોટેરાંઓની સામું બોલે શું થવાનું હતું ?-... એનાં અશ્રુ લગભગ હાસ્યમાં પલટાઇ ગયાં કારણ કે પતિએ એનાં આંસુની કીંમત આંકી અને બન્ને જણાં નિશાનાં ઝાંઝર સાંભળવાં બેઠાં અને પતિદેવે પેલી વરલીના બનાવની વાત કરી પણ એ સ્ત્રી ગોહર હતી અને "કીમતી આંસુ"ના દ્રશ્ય માટે આમ આંસુની ભીખ માગી રહી હતી એનો ખ્યાલ એને ન આવ્યો.

પરંતુ એ વરલી પરની સ્ત્રીનાં આંસુએ જ એના જીવનને પલટો આપ્યો, પણ પછી એક અજબ બનાવ બન્યો.

બન્ને જણાં વેસ્ટ એન્ડ પર ગયાં—અને "કીમતી આંસુ" જોવા બેઠાં. અનેજ્યારે વરલીનો સીન આવ્યો ત્યારે આ ભાઇ જ કેમેરામાં ઝડપાઇ ગયા હતા એ દેખાણું. અને જ્યારે ગોહર આંસુની ભીખ માગતી પડદા પર ગાવા લાગી ત્યારે જ પતિને ખ્યાલ આવ્યો કે એણે જે જોયું હતું એ તો "શુટીંગ"નો એક સીન જ હતો. પણ આજે એ તો કહે છે કે એ દ્રશ્ય આપણું જ દ્રશ્ય લાગે છે. કારણ કે એ–જોતાં જ દ્રષ્ટિ મળી છે. એના જ શબ્દોમાં એ કહે છે હું તો વરલી પરનો એને ચમત્કાર ગણું છું. તમે બધા ભલે એને કીમતી આંસુનું દ્રશ્ય કહો !......

---

રામ આપ્ટે "કીમતી આંસુ"માં

"ચાલાક ચોર"માં રાજા સેન્ડો

અજયગઢમાં માવજી નામનો હજામ, માવજીભાઈ બની, કારભારી બનવા માગે છે એની સામે હજામ કોમે જેહાદ જગાવ્યો છે એની હકીકત જાહેર કરતો એક પત્ર આંહી પ્રગટ કરવા બદલ દામજીભાઈનો આભાર માનવામાં આવે છે.

# ચાલાક ચોરના માવજીભાને પત્ર

ચાલાક ચોરના
હજામ માવજીભાઈ,

એતાનશ્રી.....થી લખીતંગ દામજીના સલામ વાંચશોજી. મામા સાહેબના માવજી ભાઈને માલુમ થાય કે તમે અસ્ત્રો મૂકી રાજની હજામત કરવા બહાર પડયા છો તેથી તમારા કોમના ખાસ માણસોને ઘણું જ ખોટું લાગ્યું છે–એટલું જ નહિ પણ બાપ-દાદાનો ધંધો મૂકી તમે જે રાજ્ય ખટપટમાં પડયા છો એથી તમને નાત બહાર મૂકવાની પણ હિલચાલ યુવાન હજામવર્ગ ચલાવી રહેલ છે. તમે તો આજે એવા હોદ્દા ઉપર છો કે કપના દસ અસ્ત્રા તમારી બેગમાં રહી શકે છતાં એ ઉજ્જવલ કાર્યને લાત મારી તમે રાજ્યની ચામડાની લગામ હાથમાં લેવા માગો છો પણ એથી આપની શોભામાં વૃધ્ધિ નહીં જ થાય. આપણા હાથમાં તો ચામડાનું પટપટીયું શોભે! આ ગામના હજામ કોમના યુવાનોએ આપની સામેના કાગળો પણ હાથ કર્યા છે અને એ બધા પરથી આંહી તો એવી વાત ઉડી છે કે આપ તોતારામની માશુક મેના સાથે પ્યાર કરો છો અને એ પ્યારની માર પણ આપને ખાવી પડે છે. અમારો આપને એ સવાલ છે કે આપના પર આ નાજુક હાથનો માર પડયો પણ એમ કરવામાં શેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો ? જુતી હતી કે લાકડી? એ અંગેનો સત્તાવાર ખુલાસો આપ મોકલી આપશોજી નહીતર આપનું નામ આંહી ઉજળું રહેવા સંભવ નથી. આંહી તો બધા આપની હજામતની આવડત પર આફ્રીન થવા તૈયાર છે, પણ રાજ્ય હજમ કરવાની આપની આવડત આપને જ ભારે પડશે એમ ચોખ્ખું જણાવી દઇએ છીએ.

આંહીનો એક ભેદી પુરૂષ એવા ખબર લઇ આવ્યો છે કે અજયગઢની રાજધાનીના આપને કારભારી નીમવામાં આવશે. આ

રણજીત પીકચરોનો માનીતો વીલન ઇશ્વરલાલ

વાત સાચી હોય તો અમને જણાવજો કારણ કે અમે આપના પર ગંગાજળ છાંટવા તૈયાર રહીએ કારણ કે આપને ખબર નહિં હોય કે ચાલાક ચોર આપના જેવા દસ આદમીને હજમ કરી જાય તેવો છે. અને કહેવાય છે કે રાજકુમારી પણ મામા સાહેબના કરતુકો જાણતી જાય છે. એટલે આપ તો અત્રાથી જ સંતોષ માનો. એમાં આપને અને કોમને લાભ છે. આપના પર પેલી સોનલના ચાબખા નથી પડ્યા ને? એ તો આગના કટકા જેવી છે. અને એકવાર એની ખફગી ઉતરી તો એને તો સીધું હથીયાર લેવાની જ આદત છે! ઇશ્વર બચાવે આપને આ બધા સંકટોમાંથી અને ધ્યાન રાખજો, હો! મેના એ એક વૈરીની જાત છે. એ આપને પટાવીને બધી વાત કાઢી જશે. અને પછી ઓલ્યો તોતારામ તોબા પોકરાવે તેવો છે. મેનાના આંખના ઇશારા આપની પર નસ્તર મુકી ન દે એની તકેદારી રાખશોજી. નારી જાતને સારી જાત કહેવામાં અમને વાંધો નથી પણ એજ નારીઓ નાગણ બની આપને ન ડંશે એની ચીવટ રાખશો. એ સાથ્થા સાહેબ વળી કોણ છે? આપે તો ખરેખર હજામત કરતાં કરતાં રાજકારણની શેતરંજ ઠીક બીછાવી? અને એ તો આપણી કોમમાં જ છે. એક અસ્ત્રો આપણા હાથમાં રહે છે અને બીજો અસ્ત્રો તે આપણી જીભ-દુનીઆ એકદર છે નહીં તો ઇતિહાસને પાને પાને હજામનું નામ લખાત! કયું એવું રાજ્ય છે જેમાં હજામોએ મૂખ્ય ભાગ ન ભજવ્યો હોય? પણ આપ જે પગથીઆં ચડવા માગો છો એ માવજીભાઈ આપણા નશીબમાં ન હોય!

માટે આ પત્ર પર પુરેપુરો વિચાર કરજો.

ચાલાક ચોર કોણ છે એ આપ જાણો છો ને? એ બીજો કોઇ નહિ પણ રાજા સેન્ડો! અને આ સેન્ડોના મુક્કા મોળા નથી એની યાદ આપતા અમારા ટાંટીઆ ધ્રુજે છે.

આ પત્ર વાંચી આપના ટાંટીઆ ધ્રુજે તો માફ કરશો. જુઓ બ્હાર એ ચાલાક ચોર તો નથી આવ્યો ને?

લી૰...ગામના

**માનવંતા હજામો.**

"ચાલાક ચોર" માં રાજા સેન્ડો અને પદ્માદેવી

રાજરમણીનું એક દ્રશ્ય

તેઓ જ્યારે સાદા હતા ત્યારે કોઇએ તેઓની સામે જોયું નહીં:– કીંમતી આંસુની ત્રીપુટી ફરિયાદ નોંધાવે છે.

રામાનંદ જ્યાં સુધી જગતની આંખ સામે રામાનંદ તરીકે જ જાહેર થયા ત્યાં સુધી કોઇએ એમના તરફ નજર સરખી પણ નાખી નહિ. શરીરે એ કદાવર હતા. ભાવિની વાત વાંચવામાં એ કાબેલ હતા–ગ્રહો અને વર્ષફળ એમની આંગળીને ટેરવી ચીટકી રહેતાં. એમની આંખને કોઇ હાથની રેખા સામે તંકાવું પડે તો હથેલી વાંચવાની વિદ્યા પણ એમને સાધ્ય હતી. છતાં

એમની તરફ દુનીઆએ બેદરકારીનીજ ધુળ ખંખેરી. અને એ વિચારમાં ગરકાવ થઇ ગયા. જગત આવું કદરહીન હતું? એમનાં ભવાં ચડયાં. એમણે સમાધી લગાવી......

ત્યારે ચાલો એને છોડી આપણે શ્યામસુંદર પર દ્રષ્ટિ ફેંકીએ. શ્યામસુંદરનાં મ્હોંએ તો મોરલીના સુરો જાગતા અને ફણીધરો એની કલા પર વારી જતા, પણ આમ ઝેરીલા સાપોને શ્યામસુંદર કાબુમાં લાવી શકયો હતો. પણ સમૃધ્ધિ એનાથી દુર ને દુર ન્હાસી જતી હતી. એ જેમ જેમ પૈસા મેળવવા જતો એમ પૈસાને પણ પગ આવતા હતા. એટલે એ પણ બેકદર દુનીઆ પર ફીટકાર વરસાવતો બેઠો. એ પણ વિચારમાં ગરકાવ થઇ ગયો. એને પણ એ અવસ્થામાંજ રહેવા દઇ આપણે આગે બઢીએ.

ત્યાં દેખાય છે પ્યારેલાલ. ઘરમાં એણે તો ભઠ્ઠી લગાવી દીધી છે. ગામનું કાટ ખાધેલું લોઢું એકઠું કરી એમાંથી એ સોનું શોધવા માગે છે. એના નામ પર કોઇ ડીગ્રી લાગી નથી, પણ ગમે તેવા વિજ્ઞાનવેત્તાને પણ હેઠો બેસાડે તેવા છે. પણ એમને કોઇ જગ્યાએ "ચાનસ" લાગતો નથી. કોઇ યુનીવર્સીટી એમની શોધને મેદાન આપતી નથી. કોઇ લેબોરેટરી એમના નામની માળા જપતી નથી. એટલે એ પણ નિરાશામાં ગરકાવ થાય છે. અને આપણે એને પણ છોડી નવા રસ્તા પર જઇએ, પણ દીવસો બદલાય છે અને આ ત્રણ મુર્તિઓ એકબીજાને મળે છે. અને તે ત્રણે જણ એમ નકકી કરે છે કે જગતમાં સફળ બનવા માટે એક જ રસ્તો છે અને એ "પોલંપોલ" ચલાવવાનો–દંભ એ તો મોટામાં મોટા શીફારસબાજ છે. એનો આશ્રય લેવામાં આવે તો તરત જ બેડો પાર થાય છે. એટલે આ ત્રણે જણા જગતના મેદાનમાં બ્હાર પડે છે. રામાનંદ પોતાના નામ આગળ "મહાત્મા" ઉમેરી દે છે. પ્યારેલાલ પોતાના નામ આગળ "પ્રોફેસર" લગાડી દે છે, શ્યામસુંદર પોતાના નામની પહેલાં "ઉસ્તાદ" મુકી દે છે. આમ મહાત્મા રામાનંદ, પ્રોફેસર પ્યારેલાલ અને ઉસ્તાદ શ્યામસુંદર એક નવાજ પ્રકારની કંપની ફલોટ કરે છે. જેઓ તરફ પહેલાં કોઇનું ધ્યાન પડતું નહીં તેઓની તહેનાતમાં.હવે લોકો રહે છે.

પણ પોલા વેપારનો અંત પણ અજબ રીતનો આવે છે, એની જાણ આ ત્રીપુટીને નહીં હોવાથી તેઓ નવા સ્વપ્નાં રચે છે. અને જયારે તેઓ પડે છે ત્યારેજ ખબર મળે છે કે દુનીઆ પણ એક તમાશો છે અને એ તમાશામાં જે ભુમિકા મળે તેનેજ નભાવી લેવી એમાં પુરષાર્થ છે.

—❧—

**જેના રૂપ પર રૂધીર વહ્યું, જેના શરીરની વિજળી બાંધવા માટે તલવારની વીજળી ચમકી, જેનાં નયન પોતાનાં નયન સામે તંકાય તે માટે યુધ્ધ જાગ્યું—**

# એજ રાજરમણી સિંહાસન પર બેસે છે.

સિંહાસન પર નજર માંડતાં કેટલાકને એની આસપાસની સમૃદ્ધિનો જ ખ્યાલ આવે છે પણ એ જગ્યા માટે કેટલું લોહી વહ્યું છે એ સમજવા માટે ઇતિહાસ કે જુની કથાઓ વાંચો—એજ રીતે આંહી એવા જ એક સિંહાસન માટે ભારે ખટપટ જાગે છે અને સત્તાની ડાળ પર બેસવા માટે કેટલાંક ગીધડાં પણ ઉડી આવે છે. રાજકારણના દાવ ફેંકી તેઓ રાજની લગામ હાથ કરવા મથે છે પણ તેઓની પાછળ લોકોનું બળ નથી. તેઓની પાછળ નીતિ નથી. તેઓની છાતી માત્ર કાળાં કામો માટે જ ધબકતી રહે છે. એટલેજ તેઓની જીતનાં ક્ષણીક રંગો અહીંતહીં ચમકી ક્યાંના ક્યાં ઓગળી જાય છે. અને આખરે સાચી વાતનો પડછંદો ગાજે છે. આ રહી એ વાત.

રતનગઢના મહારાજા શાર્દુલસિંહ અને મણીપુર મહારાજ ભુપાલસિંહ વચ્ચે બહુ વર્ષોથી વેર ચાલ્યું આવતું હતું. રતનગઢના પ્રધાન મંગળસિંહ અને એના પુત્ર સેનાપતિ મદનસિંહ બન્ને મણીપુર મહારાજથી મળેલા હતા. એટલે લડાઇનો ફેંસલો દ્વંદ્વયુદ્ધથી કરવાની બન્ને બાજી ગોઠવે છે. દ્વંદ્વયુદ્ધમાં પોતાના જ મહારાજાને મંગળસિંહ ઠાર કરે છે. મણીપુરના સેનાપતિ સરદારસિંહ મંગળસિંહને રિવોલ્વર તાંકતો જોઇ પોતે બંદુક છોડે છે. ધાંધલમાં સરદારની ગોળીથી શાર્દુલસિંહ મર્યા એવી વાત મંગળસિંહ ફેલાવે છે. બન્ને રાજ્ય વચ્ચે સમાધાન થાય છે. મણીપુરના પ્રથમ એલચી તરીકે સરદારસિંહની નિમણુંક થાય છે. અને કરારનામા પર રાજકુમારી

"રાજરમણી"નું
એક દૃશ્ય

જેમાં મિસ મધુરી
અને
ઇ. બીલીમોરીયા
મુખ્ય કામ કરે છે.

દુલારીની સહી લેવા માટે એને મોસાળથી બોલાવવામાં આવે છે. રતનગઢના ભાવિ વારસદાર આવા કપરા સંજોગોમાં જન્મભુમિમાં આવે છે. રાજકુમારીના સૌંદર્ય ઉપર અનેક જુવાનો આફ્રીન થાય છે. લડવૈયાઓ એને હાથ કરવા અંદર અંદર કપાઇ મરે છે. મદનસિંહ પણ રાજકુમારીના હાથનો ઉમીદવાર છે.

એક રાત્રે એ દુલારીને ઉઠાવીને જંગલમાં લઇ જાય છે. જયાં દુલારી એને બાંધી એનો લશ્કરી પોશાક પોતે પહેરી નાસી છુટે છે. રસ્તામાં એક સરાઇમાં છુપાઇ જાય છે. પણ એ સરાઇમાં ઓરડો એક જ છે અને એ ઓરડો મણીપુર આવતા સરદારસિંહને અપાએલો છે. આમ રતનગઢની રાજકુમારી દુલારી પોતાના પિતાના કહેવાતા ખુની સરદારસિંહને આવા સંજોગોમાં એકબીજાને પીછાન્યા વિના મળે છે.

સરદારસિંહ પોતાના ઓરડામાં એક રૂપાળા સીપાહીને જોઇને એની મશ્કરી ઉડાવે છે. આખરે ભેદ ફુટે છે—તે લશ્કરી લેબાશમાં એક સ્ત્રી છે એટલે સરદાર એની ખુબ છેડછાડ કરે છે. સરદારની સાથે આવેલા એના બે મદદનિશો, ચાંદ અને સૂરજ પણ ચકોરી નામની એક માશુકને સાથે છુપાવીને લઇ આવે છે. એટલે સરાઇમાં ચોમેર રોમાન્સનું વાતાવરણ જામી રહે છે.

સવાર થતાં જ્યારે દુલારીને ખબર પડે છે કે એજ સરદારસિંહ છે જે મણીપુરથી મોટો હોદ્દેદાર થઇને રતનગઢ આવે છે, ત્યારે એ ન્હાસી છુટે છે. ખુબ તલાશ કરવા છતાં એનો પત્તો નથી લાગતો. સરદારસિંહ નિરાશ થઇ રતનગઢ તરફ રવાના થાય છે. ભર દરબારમાં સિંહાસન પર બેઠેલી દુલારીને જોઇ સરદાર સ્તબ્ધ થઇ જાય છે. મંગળસિંહની મનાઇ છતાં એ સરદારસિંહને કેદ

કરે છે દુલારી જેલમાં સરદારને મળવા જતાં ત્યાં એના પિતાના ખુન બાબત ખુલાસો થાય છે બન્ને સાથે નાસી છુટવા જાય છે. ત્યાં મદનસિંહ આવે છે બન્નેને પકડવા પ્રયત્ન કરે છે પણ સરદાર અને દુલારી છટકી જાય છે. જંગલમાં સરદારને એકલો છોડી દુલારી મંગળસિંહ ઉપર વેર લેવા એકલી દોડે છે.

મધુરી અને ઇશ્વરલાલ

મદનસિંહના હાથમાં સરદાર કેદ પકડાય છે અને એને લઇને મદનસિંહ ફરી રતનગઢ આવે છે. દરમીયાન દુલારી મંગળસિંહના ઓરડામાં દાખલ થાય છે. સ્વપ્નાવસ્થામાં પણ મંગળસિંહનો ભયત્રસ્ત આત્મા બબડે છે એ સાંભળી દુલારીને ખાત્રી થાય છે. પોતાના પિતાની છબી પાછળ છુપાઇ રહે છે અને મંગળ છબી નઝદીક આવતાં છબી ચીરીને અંદરથી નીકળી આવે છે. મંગળસિંહ ગભરાય છે. મદનસિંહ અણીને વખતે આવી ચડે છે. દુલારી કેદ પકડાય છે અને બીજે દિવસે સવારે રાજદરબારમાં એને હાજર કરવામાં આવે છે.

મદનસિંહ રાજ્યના અમલદારો સમક્ષ દુલારી ઉપર દુશ્મન સાથે કાવત્રું કરવાનો અને પ્રધાનનું ખૂન કરવાનો આરોપ મૂકે છે. રતનગઢની પવિત્ર ગાદીપર આવનારી દુલારી પર અણઘટતા આક્ષેપો કરે છે અને આખરે દુલારીને ફાંસીની સજા થાય છે. પરંતુ ચાંદ સૂરજની યુક્તિથી સરદાર કેદમાંથી છુટે છે. દુલારીને ફાંસીના તખ્તા પરથી છોડાવી સરદાર અને દુલારી મણીપુર તરફ રવાના થઇ જાય છે. પણ મદનસિંહ પાછળ પડે છે. ભુપાળસિંહે મોકલેલા એના સેક્રેટરી સમરચંદની સહાયથી સરદાર અને દુલારી બચી જાય છે. પણ દુલારી પિતાનું વેર લેવાની હઠ લે છે. સરદાર એને કહે છે કે તું મણીપુર આવ અમારા મહારાજની મદદ હું મેળવી આપીશ. સમરચંદ પણ ખાત્રી આપે છે અને બન્નેના વચન પર વિશ્વાસ રાખી દુલારી મણીપુર આવે છે.

પરંતુ સમરચંદ એકલા સેક્રેટરી નહોતા. નવી નવી "જાન" મહારાજા માટે પેદા કરવાનું માન પણ તેઓજ મેળવત હતા. એટલે દુલારીને મદદ કરવાના વચનને બહાને સમરચંદ મહારાજાની એક ખાસ

વૃત્તિને ઉતેજવાની ઇચ્છા રાખતો હતો, પણ સરદારસિંહ તો આ વાત સાંભળી આભો જ બની ગયો. પણ એને કેદ કરવાનો હુકમ છુટ્યો અને દુલારીને રાજ મહેલમાં લઇ જવાનું ફરમાન થયું. પણ સરદ.ર દુલારીને લઇને ન્હાસી છુટે છે અને એની પાછળ લશ્કર પડે છે. મદનસિંહ પણ મણીપુર આવવા નીકળે છે સરદાર અને દુલારી માર્ગમાં એનાજ હાથમાં સપડાય છે. મદનસિંહ બન્નેને કેદ કરી મણીપુર મહારાજને સુપ્રત કરે છે. સરદારસિંહને કેદ કરવામાં આવે છે અને દુલારીને પોતે પરણ-વાનો નિશ્ચય ભૂપાળ જાહેર કરે છે.

મદનસિંહ ભુપાળને એને આપેલું વચન યાદ દેવડાવે છે અને પોતાની આટલી સેવાઓ અને વફાદારીનો બદલો માગે છે. ભુપાળ એને તુચ્છકારી કાઢે છે. તકરાર વધી પડતાં મદનસિંહને પણ ભુપાળ કેદમાં નાખે છે. દુલારીના ઓરડામાં ભુપાળ આવતાં દુલારી એને બનાવીને નાસી છુટે છે. એ બધો ગુસ્સો ભુપાળ સમરચંદ ઉપર ઉતારે છે. સમરચંદ અને મદન એક થાય છે. અને સમરચંદની મદદથી મદનસિંહ ભુપાળને કેદ કરે છે, પણ તપાસ કરતાં દુલારી નથી. મદનસિંહને ખાત્રીજ હતી કે એ એના પિતાના ખુનીનું ખુન કરવાજ છટકી ગઇ છે. મદનસિંહ તરતજ પીછો પકડે છે પણ ભુપાળને બનાવીને છટકેલી દુલારી સીધી મંગળસિંહના ઓરડામાં જાય છે અને પોતાના પિતાના ખૂનનો બદલો ખૂનીના ખૂનથી લે છે. મદનસિહ આવે છે. અને દુલારીને પકડી લઇ જાય છે.

જેલમાં તમામ કેદીઓપર ખુબ સીતમ વરસી રહ્યો છે. અને દુલારીને મદનસિંહ પોતાની સત્તાનો પ્રભાવ બતાવી રહ્યો છે. આખરે દુલારી એક વાત મદનને કહે છે કે, મને એકજ વખત મારે હાથે સરદારને ભોજન કરાવી લેવા દે. પછી હું તારી સાથે લગ્ન કરીશ. દુલારીની જાળમાં મદન ફસાય છે. રોટીની ખેવડમાં દુલારી રીવોલ્વર મુકીને સરદારને આપે છે. ચકોરીએ મોકલેલા ચાંદ સુરજ પણ સરદારને છોડાવવા આવી ચડે છે. અને જ્યારે મદન તમામ સ્થિતિ સલામત સમજી રહ્યો હોય છે એ વખતે સરદાર ન્હાસી છુટ્યાના ખબર એને મળે છે.

સરદાર ચોમેર પ્રજાને અપીલ કરે છે. એની પાછળ ફરી લશ્કર જાન કુર-બાન કરવા તત્પર બને છે. સમરચંદ પણ એને મદદ કરે છે. અને આમ આખરે મદનસિંહ પોતાના પ.પનો પુરેપુરો બદલો મેળવે છે.

દુલારી રતનગઢના તખ્તપર બીરાજમાન થાય છે અને સરદાર દુલારીના હૃદયાસનનો સ્વામી બને છે. અને સુખી જીવનની ઝરમર તેઓ પર વરસે છે.

**ઘોરી, દીક્ષીત, ચાર્લી, કેસરી**
રાજરમણીમાં કોમેડીયનો રંગ લાવે છે.

# જેમાં રણજીતના કોમેડીઅનો હોલીવુડ જાય છે

હોલીવુડ આખું હલી ગયું-એ ત્રણ જણાએ તો અમેરીકાને પણ ખોલતું કરી દીધું. રણજીતના ત્રણ કોમેડીઅનો હોલીવુડ ઉપડયા હતા. અને મેટ્રો ગોલ્ડવીન મેયરના સ્ટુડીઓમાં તેઓનો સત્કાર થયો હતો. પણ સેટમાં ભારે સનસનાટી મચી હતી. ઓલીવર હાર્ડીનો સીન ચાલવાનો હતો પણ એને સજેખમ થયું હતું-એટલે એની ગેરહાજરી હતી. પણ આ હકીકતે દીક્ષીતને હેરાન કરી દીધો. ચાર્લી અને ઘોરીથી ખાનગી રીતે જુદા પડી દીક્ષીત કેકની તલાશમાં હતો. "હોલીવુડનું પાણી બહુ સારૂં, ભુખ બહુ લાગે છે" એ વાકય દીક્ષીત અવારનવાર બોલ્યાંજ કરતો અને આ વાકયનો અમલ કરવા તે આમ અદ્રશ્ય થયો હતો. એ પાછલા પગે ચાલતો હતો અને એક હોટેલ જેવી જગ્યા તરફ એના પગ જવા લાગ્યા પણ એ હોટેલ તો મેટ્રોનું સેટીંગજ હતું. અને ઓલીવર હાર્ડી ઉર્ફે જાડીઆનો એમાં સીન લેવાનો હતો. એટલે જ્યારે દિક્ષત કેક ખાવાની ખ્વાહીશથી ત્યાં દાખલ થયો એટલે આખો સેટ ગાજી રહ્યો બધા ખુશ ખુશ થઇ ગયા. ડીરેકટરે મોંમા 'ચીરૂટ નાખી અને કેમેરામેનને સીન માટે હોંશીઆર રહેવા કહ્યું. દીક્ષીત તો બાપડો માનતો હતો કે આ હોટેલમાંથી એના પેટને શાન્ત કરે એવી ચીજો મળશે.

" રાજ રમણી" નું એક દ્રશ્ય

જેમાં મધુરી, બીલીમોરીયા અને બીજાઓનું કામ છે.

ઘોરી અને દીક્ષીત

પાસેથી કામ લેવું હોય તો લો પણ રણજીતની પરવાનગી વિના હું તમારા કેમેરા સામે નહીંજ ઉભો રહું. હું સામો ઉભો રહીશ એક જ ચીજ સામે—સારા ભાણાં સામે! અમે તો એવા ભ્રમમાં હતા કે હોલીવુડ શોખીન છે. ઉલ્લાસ શું એ તેજ જાણે છે. પણ તમો તો અમારામાંથી ગયા!...” દીક્ષીતના આ ભાષણ સામે કોઇએ નવાઇ દાખવી નહિ. કારણ કે હાર્ડીને ગમે તે બોલવાનું હતું અને તે પણ બીજી ભાષમાં. દીક્ષીતના આ હિંદુસ્થાની ભાષણ પર બધાએ તાળીઓ પાડી એટલું જ નહિં પણ સાઉંડ ટ્રકે બેલ મારી જાહેર કર્યું. “ઓ. કે...” અને દીક્ષીત પર આર્કલેંપનો પરદેશી પ્રકાશ પડયો. એ તો ડઘાઇજ ગયો. પણ ત્યાં તો દુર દુરથી મોરલીનો અવાજ કાન પર અફળાયો.

પણ ત્યાં તો એક ફાંકડી છોકરીએ એને ખેંચ્યો. સીનનું રીહર્સલ કરવા પેલી છોકરી આમ બ્હાર પડી હતી. દીક્ષીતને પરસેવો થઇ ગયો. એણે ભારતવર્ષનું નામ યાદ કર્યું. સલામતી માટે એણે કેટલીએ માનતાઓ લઇ લીધી: એને એમ થયું કે મેટ્રો ગોલ્ડવીનવાળા એનો કોઇપણ રીતે લાભ લેવા માગતા હતા. અને રણજીતે કીર્તિમાં આણેલ કોમેડીઅનોનાં નામ આપી હિંદની ફીલ્મ બજાર તેઓ જીતવા માગતા હતા. તરતજ એણે પડકાર કર્યો:

‘અય શ્વેત સામંતો! તમારે હિંદમાં પગભર થવું હોય તો થાવ પણ મારા પગ તમે શા માટે આમ જકડી રહ્યા છો! તમે જાણો છો? હોલીવુડની હવા કેવી છે? મુંબઇમાં હું ચાર ચપાટી ખાતો. આંહી ગમે તેટલી બ્રેડ ખાઉં તો યે ભુખ લાગ્યા કરે છે! તમારે મારી

અવાજ પાસે ને પાસે આવતો ગયો. અને બે જણ દેખાયા. ઘોરી અને ચાર્લી બન્ને આ દેશી વાજીંત્ર બજાવતા હતા. ઘોરીએ તો બરોબર ધુન જમાવી કારણ કે “કીમતી આંસુ” માં કામ કરીને એ મોરલી કેમ બજાવવી એ બરોબર શીખી ગયો હતો. આ નાદને લઇને સ્ટુડીઓમાં પણ વિચિત્ર વાતાવરણ ઉભું થયું. અને જે સર્પોને સીન માટે પાળવામાં આવ્યા હતા તે બધાજ એક સાથે ફેણુ કાઢતા સેટમાં આવતા ગયા—અને ધુમાધુમ શરૂ થઇ. અમેરીકનો થથરવા લાગ્યા. દીક્ષીત પણ ગોરાઓની આ બ્હીકમાં શામેલ થયો અને એના પગને પણ કંપ લાગુ થયો.

ત્યારે ચાર્લીએ પોતાના અવાજથી સ્ટુડીઓની દિવાલ ગજાવી.

“સાંભળો, ઓ અમેરીકનો! સાંભળો. આ

મોરલી. અમે ભારતવાસીઓ કેવા બહાદુર છીએ એ પુરવાર કરવા માટે અમે આમ તમામ સર્પોને આંહી બોલાવ્યા છે. અમે તમોને એટલુંજ કહેવા માગીએ છીએ કે તમારે માટે અમને પુરેપુરું માન છે. પણ અમારે માટે તમારે હવે માન કેળવવુંજ પડશે. અને અમારી ફીલ્મો તમારે જોવીજ પડશે.”

હજુ તો ચાર્લીનો ઉપદેશ પુરો ન થાવ ત્યાં ઘોરીનો શ્વાસ પાછો પડવા લાગ્યો. મોરલી કમજોર વાગવા લાગી અને સર્પો રોષે ભરાયા. ત્યાં એકદમ ચાર્લીએ પોતાનું વાજીંત્ર શરૂ કર્યું અને ઘોરીએ ઝબાનની ઝડીઓ વરસાવવા માંડી.

“અય નયે મુલ્કકે પાદશાહો! અય પરદે ચમકતી ચંદાઓ! અય ઘાયલ કંદવાલે! તમને અમે આમંત્રણ આપવા આંહી સુધી આવ્યા છીએ. રણજીતના ઘોડા પર તમે સ્વારી કરી શકશો તો તમને અમે સ્ટાફ પર પણ લેવડાવશું. અમો, હિંદુસ્તાનના વતનીઓ, ઘણા હોંશીઆર છીએ એની તમોને ખબર નહોય તો અમે તમારી આંખો ઉઘાડવા આવ્યા છીએ અને હોલીવુડનો પાવડર બહુ વખાણમાં છે એટલે અમે એનો ઇજારો રાખવા માટે પણ આ ભૂમિની મુલાકાત લઇ રહ્યા છીએ. “મેઇક અપ”ની દુનીયા અમે અમારા હાથમાં રાખવા માગીએ છીએ. એટલેજ હોલીવુડની તમામ લીપસ્ટીકો અને પાઉડરની ડબ્બીઓનો કબજો અમારે જોઇએ છીએ. બોલો અમારી માગણી કબુલ રાખો છો કે નહિ?”

પરદેશીઓએ જવાબ આપ્યો: “નહિ—”

ઘોરીનો ગુસ્સો ઉછળ્યો—

“એમ છે?” એમ કહીને એણે એવી જલદ મોરલી બજાવી કે અમેરીકામાં વસતા તમામ સર્પો હાજર થયા અને આ દ્રશ્યને ઓગાળી દેવા માટે ગોરાઓ ઘોરીને પગે પડયા. અને જાહેર કર્યું-“તમો ફાવે એ આંહીથી લઇ જાવ પણ અમને બચાવો” અને મોરલીઓ શાન્ત પડી. સર્પો નાસી જવા લાગ્યા. દીક્ષીત અને ઘોરી ભેટી પડયા. ત્યાંજ સેટમાં લોરેલ અને હાર્ડી બહારથી આવ્યા. તેઓ હસવા લગ્યા. અને પેલા સર્પો કમાનવાળા હતા અને રબ્બરના હતા એમ પુરવાર કરવા તેઓએ ગજવામાંથી સાપ કાઢવા માંડ્યા. ત્યારે આખો સેટ થંભી ગયો-અને લોરેલ હાર્ડીએ આ હિંદના લોરેલ હાર્ડીને કેમ મદદ કરી હતી એ વાત બહાર આવી. તેઓને લઇનેજ આ હિંદીઓને મેઇક અપનો ઇજારો મળી ગયો

'રાજરમણી'નું દશ્ય.

જોયું ? ચાર્લી પણ વીરતાના મુડમાં આવી ગયો છે.

આ પછીથી પરદેશી કોમેડીઅનો અને રણજીતની ત્રીપુટી સામ સામાં ભેટયાં—અને તેઓ સહુ ખાણાંના ટેબલ પર જઇને બેઠા. તે વખતે જબરી શર્ત્ત ખેલાણી અને આઇસક્રીમ ખાવામાં દીક્ષીતે રેકર્ડ તોડયો. અમેરીકામાં તો રેકર્ડ તોડવાના જ ધખારા જાગે છે અને પરીણામે દીક્ષીતની આ સાધના માટે તો એમના કેટલાએ ફોટો લેવામાં આવ્યા અને રૂઝવેલ્ટની બાજુમાંજ દીક્ષીતની છબી આવી. એની નીચે લખ્યું હતું "આઇસક્રીમ ખાવાનો રેકર્ડ તોડનાર"—આ જોઇને ચાર્લીને જરા લાગી આવ્યું. પોતાનું નામ "રેકર્ડ" તોડનાર તરીકે, ન આવે તો હિંદમાં જઇ કઇ રીતે મ્હોં દેખાડવું એટલે એ સીધો એક ગ્રામોફોન કંપનીમાં ગયો અને લગભગ ત્રણસો ગ્રામોફોનની રેકર્ડો ખરીદી. એણે એ તમામ "રેકર્ડો" ફોડી નાખી. ત્યારે એનું નામ પણ છાપા પર ચડયું.

"જગતનો મહાન રેકર્ડ તોડનાર"

હવે બાકી રહી ગયો માત્ર ઘોરી—એણે તરતજ એક નવોજ નુસ્ખો શોધી કાઢયો. એ અઠવાડીઆ સુધી એકજ પલંગમાં સુઇ રહ્યો, અને ઘોરી તરીકેનુ એનું નામ ઉજાળયું અને એની છબી પણ છાપાં પર લાગી. એની નીચે લખ્યું હતું—"ઉંઘનો રેકર્ડ તોડનાર—"

આમ અમેરીકામાં પોતાનાં નામ ઝળકાવી આ ત્રીપુટી મુંબઇ આવવા ઉપડી. એમને વળાવવા આખું હોલીવુડ આવ્યું હતું. એમાં લોરેલ અને હાર્ડી મોખરે દેખાતા હતા. પણ આ હિંદી મર્દો એકજ જણની રાહ જોતા હતા અને એ ન આવે તો અમેરીકાનો આંટો અફળ થાય એવું તેઓને લાગ્યું હતું. સ્ટીમરનું ભુંગળું થયું. તેઓ નિરાશ થવા લાગ્યા. ત્યાં તો જેની વાટ જોવાતી હતી એ વ્યકિત આવી પહોચી અને આ કોમેડીઅનો તરત જ ખુશ થઇ એ વ્યકિત તરફ દોડયા-એ વ્યકિત હતી મે વેસ્ટ—મે વેસ્ટે તરત જ કહ્યું:

"I may not like India, but I like Indians–well, come up and see me sometimes, anytime"

અને મે વેસ્ટના શરીરે એક તાન મારી. અને સ્ટીમર ઉપડી. રણજીતના કોમેડીઅનો મુંબઇ આવતા હતા. સ્ટુડીઓ તેઓની વાટ જોતો હતો.

---

# They always wait for Her Performance

" We are all in the gutter, but some of us are looking at the stars."—That is what Oscar Wilde said years ago, but he meant the stars of the heaven, while I am referring to those that flood the screen. The pendulum of life likes to halt for some hours when the light shines in the darkness, when the stars aim at the audience in a Cinema Theatre—that is what I feel when I see my favourites on that square field of moonlight. I have my own selection and I will name GOHAR immediately.

Whenever she comes on the screen I feel like meeting my own kind. Gohar does not wander on the screen with stray pieces of acting. No, she stays with us. We do not feel she is there straight from the Studio at the command of the director. When Gohar appears on the horizon, she brings with her the atmosphere of life that we live. She is not there with " Loud Make-up, not those "poppy red" lips. She sprinkles emotions but that too with a wonderful restraint. She paints a canvas but not with those blazing colours. The language she speaks, the words she uses come out so naturally and rythmically that we keep up that glorious illusion meaning the screen—any jarring note in the acting stabs this illusion and who would like to be away from this illusive world?

Not you, not I. . . . But, mind! to build this sort of delicate illnsion, one has to offer a very very realistic piece of work.

Gohar plays different roles and her portrayal is bound to be different. Yet she never loses the company of Dame Charm, even when she plays tragic roles. I never get myself tired remembering Gohar's work in "Barrister's Wife". My hat is off to "Desh Dasi" and I pay a tribute to Pushpa of "Kimti-Ansu".

It is said that a star maintains its light only for a short time. But Gohar ha maintained her light. There is a philosophic remark about "Jesus Christ". It says :—

> "Generations waited for Christ, but when he came they crucified him."

This saying differently fits the Cinema Star also. People wait for the stars and when they come without a vital performance, people crucify them with their chilling opinions. Personality always keeps a hold on audience. Gohar occupies the front seat in the realm of acting, simply because she commands art. She does not cater for public opinion, she creates it. She is not the slave of feelings. She offers feelings but she dishes it out properly for us, and above all balance, she never loses.

She not only shines on Ranjit horizon. She shines all over India.

"CINEGOER".

---

મીસ મધુરી

# શેખચલ્લીને પગલે પગલે

**મીસ મધુરી,**

મને કાગળો લખવાની જરાએ ફુરસદ હોતી નથી. કારણકે દીવસ રાત એક ઓફીસમાં બેસી વૈતરૂં કરૂં છું પણ તમને આ કાગળ લખવાનું ખાસ કારણ એ છે કે ગઇ કાલે અમારી ઓફીસમાં એક અજબ બનાવ બન્યો અને એમાં તમે સંડોવાયાં છો એટલે એ રસીક ઇતિહાસ આંહી ઉતારૂં છું.

બપોરના રજાના વખતમાં હું બ્હાર નાસ્તો કરવા ગયો ત્યારે અમારા અફસર મારા ટેબલપર આવેલા અને કોઇએ એમને ફરીયાદ કરેલી કે હું લેખક મુવો છું એટલે આખો વખત ઓફીસમાં સાહિત્યજ લખ્યા કરૂં છુ. આ સાંભળીને અફસર સાહેબને ગુસ્સો ચડયો હશે અને એમને એમ લાગ્યું હશે કે મને કવર પર સીરનામાં કરવાનોજ અધિકાર હતો. એવી ખફગીમાં એ મારા ટેબલપર આવ્યા અને મારૂં ખાનું વીંખવા લાગ્યા. જેમ કોઇ ચિત્તાને હરણ વીંખવાનું મળે એજ અદાથી એમણે આ કામ શરૂ કર્યું. અને આ બંદાની પોલ પકડાઇ ગઇ. મારા ખાનામાં તમારાં અનેક પોસ્ટકાર્ડસ જમા થએલાં હતાં. એ પર મેં મારૂં સાહિત્ય ચિતર્યું હતું. તમે જે ફીલ્મમાં કામ કરો છો એની નોંધ લીધી હતી.

તમે નાદિરા તરીકે ઝબકી ગયાં. એનો ચળકાટ મેં મારા શબ્દોમાં ઉતાર્યો હતો. અને મારા કારકુની જીવનમાં આવો રસ કયાંથી ઉછળ્યો હશે એનો મને પણ જવાબ જડતો નથી. પણ એક વાત કરી દઉં. હું પહેલેથી રોમાન્સનો શોખીન છું, એટલે કે મને રોમાન્સની ડાળ પર બેસવાનું નસીબ નથી સાંપડયું પણ મારી કલમમાંથી ઘણી યે વાર રોમાન્ય કાગળ પર ઉતર્યું છે. એ મિજાજમાં મેં અનેક કવિતાઓ લખી પણ છે, ટુંકી વાર્તાઓ લખી છે.

મારો આ શોખ મેં ઓફીસમાં પણ જારી રાખ્યો એટલે હું આંખે ચડી ગયો. અને હવે વાત પર આવું...અમારા ઓફીસર એક પછી એક તમારી છબીનો કબ્જો લેતા ગયા. એમના મુખમાં ક્રોધના શબ્દો આવ્યા હતા, પણ એમની આંખમાં નરમાશ આવી ગઇ હતી, કારણ કે તમારી છબી જોવામાં એ મશગુલ બની ગયા હતા એમની નીચેના માણસોએ આ કળી કાઢ્યું, એટલે એકદમ ચ્હીડાઇ જઇ એમણે એ કાર્ડો પોતાના ગજવામાં મુકયાં અને પટાવાળાને કહી દીધું કે હું પાછો ફરૂં ત્યારે એમને મળવું; અને જ્યારે હું ઓફીસમાં દાખલ થયો અને આ બનાવની મને જાણ થઇ ત્યારે મારૂં સાહિત્ય સુકાઇ ગયું. મારા પગ ધ્રુજવા લાગ્યા. એકદમ કોટનાં બધાં બટન બંધ કરી; ગળું ખંખેરી હું એ અફસરના ચેંબરમાં દાખલ થયો અને અમારો અફસર મારો વાલો! તમારાં પોસ્ટ કાર્ડ પરજ આંખ લગાવી રહ્યો હતો.

સહી કરવા માટેના કાગળોનો એમની સામે ઢગ ગોઠવાઇ ગયો હતો છતાં એ આ રસીક પ્રવૃત્તિમાં મશગુલ બની ગયા હતા—મને સ્હેજ હસવું આવી ગયું, એટલે તરતજ એ વિકરાળ નયનો મારી સામે ગોળીની માફક તંકાયાં.

"કેમ, આંહી તમે આ ફોટાઓનું પ્રદર્શન ગોઠવવા આવો છો ?–"

"સાહેબ, ભુલ થઇ. માફ કરો"...મેં જવાબ આપ્યો.

એમણે મને રોફથી પુછવા માંડયું.

"આ નટી કોણ છે ?"

"સાહેબ, રણજીત સ્ટાર મીસ મધુરી—" એ બોલતાં મારા કંઠમાં કોમળતા આવી. એટલે એ ત્રાડુકીને બોલ્યા:

"એ મધુરીનાં કેટલાં પીકચરો તમે જોયાં છે ?"

"બધાંજ......સાહેબ"...,

એમણે સવાલનો મારો ચાલુજ રાખ્યો "એમનું છેલ્લામાં છેલ્લું કયું પીક્ચર હતું ?"

હું તો આભોજ બની ગયો. અમારા અફસરનું આજે ઠેકાણે નથી એવું મને લાગ્યું, પણ વાત જુદીજ હતી. મેં જવાબ આપ્યો. "નૂરેવતન-અને હવે એ રાજરમણી માં આવવાની છે !"--

એમણે આગળ ચલાવ્યું "રાજરમણી ? ટાઇટલ તો સારો છે. વારૂ એમાં એ કેવું કામ કરે છે ?"

"સાહેબ મેં એમ સાંભળ્યું છે કે અફસરોને એ બરોબર તડી દે છે. જે ઉપરીઓ એની નીચેના માણસોને હેરાન કરે છે એના પર એ ગોળી છોડે છે."

આ વાકયો હું બોલી તો ગયો પણ મને પછીજ ખ્યાલ આવ્યો કે મેં જાણી જોઇને નાશને નોતરૂં મોકલ્યું. કારણ કે અફસરો પરની આ વાત રાજરમણીમાં હોય કે ન હોય મારે તો મારૂં તીર મારા જ અફસર સામે છોડવું હતું.

તરત જ એમણે બૂમ મારી મને કહી દીધું–"ચાલી જાવ મારી ચેંબરમાંથી"...

અને હું રોફમાં ને રોફમાં ચાલી ગયો.

પછી બીજે દિવસે હું ઓફીસમાં આવ્યો ત્યારે મારા નામનું કવર પડ્યું હતું. અમારી ઓફીસનું જ એ કવર હતું એટલે મને ખાત્રી થઇ ગઇ કે જરૂર એમાં મને ગડગડીયું આપનારી નોટીસ જ હશે—

થરથરતા હાથે મેં એ પરબીડીયું ઉઘાડ્યું. એમાં લખ્યું હતું:-

તમારા પગારમાં રૂપીઆ ૨પ) નો વધારો કરી આપવામાં આવે છે. અને તમારાં પોસ્ટકાર્ડો તમને પાછાં નહીં મળે, ત્યાર પછી તાજા કલમમાં એમ લખવામાં આવ્યું હતું કે રાજરમણી શરૂ થાય ત્યારે એક બાલ્કનીની ટીકીટ લઇ રાખજો"

આમ અમારી ઓફીસમાં સોનાનો સુરજ ઉગ્યો એટલે આ બાબતમાં તમારો ઉપકાર જેટલો માનું એટલો ઓછો છે.

લી૦ અશ્વીનીકુમાર.

* × *

(આ આખોએ પત્ર એક લેખક મહાશયનું કલ્પના કુસુમ છે અને એમણે ખરેખર એ કુસુમ એમની કારકુનની ખુરશી પરથીજ ખીલાવ્યું છે. એમને મધુરીના અભિનય માટે એટલો મોહ છે કે એમણે એ આ કલ્પના દ્વારા પુરવાર કરી આપ્યું છે. એ એવા એક દિવસની જરૂર આશા રાખે છે કે એમનો અફસર પણ આમ કરે, પણ એને બાપડાને ખ્યાલ નથી કે અફસરો એવા ખાસ હોતા નથી. એટલે એણે તો શેખચલ્લીને પગલે પગલે ચાલીને જ આ કામ કર્યું છે.)

### તમને નવા પહેરવેશમાં જોઇ

સહુ કોઈ અનુમાન કરે છે કે આ ફીલ્મમાં તમે આમ કરશો કે તેમ કરશો પણ તમે સહુને છક્કડ આપી કાંઇક નવું જ કરી બતાવો છો!– તમે કુમારી ગોહર સાથે કામ કરો છો ત્યારે વસ્તુમાં બંધબેસ્તો અભિનય કરી બતાવો છો. વળી મીસ મધુરીની સામે તમારે ભૂમિકા ભજવવાની હોય છે ત્યારે તમારા અભિનયના નવા જ સપાટા શરૂ થાય છે. તમે આ હેટમાં તો "રાજરમણી"માં આવો છો ને? કોને નિશાન બનાવવાની તૈયારીઓ આ વખતે કરી છે? બોલો, બીલીમોરીઆ બોલો!–

### "સિપાહીના સજની"ના

આ બીલીમોરીઆ. તમે તો આ વખતે ભભકેદાર પોશાકમાં સજ્જ થયા છો? એ પોશાક સ્ટુડીઓમાંથી ઘેર તો નહીં લઇ જાવ ને?... કેવી એ કલગી છે? કુમારી ગોહર તમારી સામે પીસ્તોલ તાકે છે એ સાચી વાત છે? ચંદુલાલ શાહને પુછ્યા કરતાં તમનેજ પુછીએ કે તમે આ ડ્રેસમાં કયારે આવશો?

*Folks Just Hear this - -*

# RANJIT is in the Town

## At a Glance

**BOMBAY:-**

| | |
|---|---|
| Elphinstone | - Four Rascals |
| Royal - - | - Barrister's Wife |
| Venus - - | - Desh Dasi (then 'Easy Victim') |
| West End - | - Kimti Ansu ( 5th Week ) |

| | |
|---|---|
| Ahmedabad | NOOR-E-WATAN (3rd Week) |
| Aden | DESH DASI |
| Rajkot | COLLEGE GIRL |
| Bhavnagar | NOOR-E-WATAN |
| Poona | TOOFAN MAIL 2nd Run (3rd Week) |
| Belgaum | NADIRA |
| Delhi | KIMTI ANSU (2nd Week) |
| ,, (West End Talkies) | TYRANT 3rd Run (2nd Week) |
| ,, (Picture House) | MIDNIGHT ROMANCE |
| ,, (Regal, Matinees) | COLLEGE GIRL |

# દુનીઆના વિચિત્ર ઢંગ

## વિચિત્ર વરસાદ–

મુશળધાર વરસાદને અંગ્રેજીમાં અનુવદ 'વરસાદમાં કુતરાં બલાડાં વરસે છે' એ વાકય થી થાય છે. ગુજરાતમાં નથી સાંબેલાં વરસતાં અને ઇંગ્લાંડમાં કુતરા કે બલાડાંય વરસતાં નથી. પણ રશીયામાં કુતરાં તો વરસવા લાગ્યા છે. પેરેસ્યુટ પર એકલા માણુસો જ પ્રયોગ કરીને ઉતરતા નથી, પણ કુતરાઓએ પણ એ પ્રયોગ શરૂ કર્યો છે પણ પેરેસ્યુટનો ઉપયોગ કરવા માટે માનવ બુધ્ધીની જરૂર પડે છે. અમુક જ સમય છત્રીની ચાંપ દબા વવાની બુધ્ધી કુતરામાં આવે ત્યારે જ તે તેનો ઉપયોગ કરી શકે. એને માણુસની આંગળીઓ પણ હોવી જોઇએ. આ મુસ્કેલી ટળી શકે છે. વીમાનમાંથી પેરેસ્યુટ ફેંકતાં જ પેરેસ્યુટ ખુલી જાય તેવી વ્યવસ્થા કરવામાં આવી છે કુતરાઓને તો આથી મજા જ પડી ગઇ છે. એરોપ્લેન નીચે આવતાં તરત જ એમણે દોડી જવાનું તથા છત્રી બાંધી દેવાની વળી જમીન પર આવતા એની મેળે પેરેસ્યુટ કુત-રાથી છુટી પણ થઇ જાય.

## વાંદરાની અંતીમક્રિયા

ન્યુયોર્કથી ખબર મળે છે તે પ્રમાણે મીસીસ ફ્લોરેન્સ ઝેલર નામની એક બાઇના પાળેલા વાંદરાને ધામધુમ સાથે દફનાવવામાં આવ્યો હતો. વાંદરાનું નામ મોતી છે. રૂા. ૨૦૦ ની કીંમતના સુગંધદાર દ્રવ્યો તેના શરીર પર લગાડવામાં આવ્યાં હતાં. આ પછી તેને એક ધોળી કોફીનમાં મુકવામાં આવ્યો હતો. કોફીનને બે છોકરીઓ તથા બે છોક-રાઓ મીસીસ ફ્લોરેન્સના દીવાનખાનામાં લઇ ગયાં હતાં. કફનપર ફુલો મુકવામાં આવ્યા હતાં.

## રૂપની કસોટી.

આંખ અને દાંતના ડોકટરો પોતાના ક્ષેત્ર પુરતા આંખ કે કાનની ચોક્કસ અને મોટી આકૃતી પરની પરીક્ષા પર ઘણો આધાર રાખે છે. પરંતુ આંખ કે કાનની પરીક્ષા માત્ર તેમને જ કરવાની આવે છે એવું નથી. સૌન્દર્યના પરીક્ષકો પણ એટલી જ ચીવટાઇથી આંખ અને કાનની પરીક્ષા પાછળ ધ્યાન આપે છે. વળી અત્યાર સુધીના આ કામ માટેની મુસ્કેલી વધુ નડી છે. આ મુસ્કેલી આ પ્રમાણેની છેઃ દુરબીનને એક હાથેથી પકડી બીજા હાથની મદદથી માપ વગેરે લેવામાં પુષ્કળ અગવડ ઉભી થતી. એટલું જ નહી પરંતુ પુરાં માપ પણ નીકળવા પામતાં નહી. પરંતુ છેલ્લી શોધ પ્રમાણે ચશ્માની માફકજ આ દુરબીનનું યંત્ર ગોઠવવામાં આવેલું હોય છે. આ રીતનો ઉપયોગ કરવાથી બન્ને હાથ કામમાં લઇ શકાય છે. અને પરીક્ષા બરાબર રીતે પાર પાડી શકાય છે. વળી યોગ્ય પ્રમાણુમાં જે કોઇ અંગની પરીક્ષા કરવાની હોઇ તે અંગ મોટું થઇ શકે છે.

## સ્ત્રીમાંથી પુરૂષ—

પ્રેગથી મળેલી ખબર મુજબ જાણીતા બાનુ પહેલવાન ઝેનક કુબકોવા ઉપર શસ્ત્ર ક્રીયા કરવામાં આવનાર છે. આથી તે સ્ત્રી મટીને પુરૂષ બની જવાનો પુરો સંભવ છે, આ પહેલવાનની ઉમર ૨૪ વરસની છે. પરંતુ ભલભલા પુરૂષ પહેલવાનોને રમત ગમતના અખાડાઓમાં મહાત કરે છે. તે જબ્બર દોડનારી છે ને તેણે ૮૦૦ મીટરની દોડ ૨ મીનીટ ૨-૬ સેકંડ અને ૮૦ મીટરની દોડ ૯૮ સેકંડમાં પુરી કરી દુનીયાની ચેમ્પી-અનશીપ મેળવી છે.

**Raja Sandow & Rosa Hate as they appear in "Banka Sipahi"**

રાજા સેન્ડો અને રોઝા હાટે
"બાંકા સિપાહી"માં

Registered No. B. 3386

તમે
એને
"બેરીસ્ટરની બૈરી"
માં જોઇ

તમે
એને
"દેશ દાસી"
તરીકે ઓળખી

તમે
એને
"કીમતી આંસુ"
માં નીહાળી રહ્યા છો

એજ

ગોહર

કીમતી

આંસુમાં

૫ મું અઠવાડીયું
રણજીતની
સામાજીક કલાકૃતિ

સાથે છે
ઇ. બીલીમોરીયા
ચંદુલાલ શાહ પ્રોડક્શન

વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar)
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.